શ્રી

# પવિત્ર લીલાવતી

## નાટકનાં ગાયનો.

શ્રીમંત ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજાશ્રિત

**શ્રી દેશી નાટક સમાજને ભજવવા સારૂં.**

---

રચી પ્રસિદ્ધ કરનાર.

**અધ્યાપક કેશવલાલ શીવરામ પાટણકર.**

આવૃત્તિ ૭ મી    પ્રત ૨૦૦૦

---



---

**અમદાવાદ**

"એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટીંગ પ્રેસ" માં

**નથુભાઇ રતનચંદ મારફતીયાએ છાપ્યાં.**

સંવત ૧૯૬૦    અને ૧૯૦૪

**કીંમત રૂ. ૦-૨-૦ (બે આના)**

श्री शंखेश्वर पार्श्वनाथाय नमः

# श्री पवित्र लीलावती नाटकनां गायनो.

---

## મંગળાચરણ.

ી— 1

ॐ ह्रीं श्री શંખેશ્વર સ્વામી; છો અજરામર અંતરયામી; ઑ;
.વન થઉ પદ પંકજ પામી, નિત નમન કરૂં નિર્મળ નામી;
પમર નિકર ભૂચર ખેચર, નરત કરત, હરખ ધરત,
.થ સરત, તરત વરત જય જય જય. ઑ.
.વસુત કેશવ કૃત ગુણગ્રામી, જે પવીત્ર લીલાવતી જગગામી
સ્યાનું વ્યસન, તજવું તદન, પંડીત પસન શિયલ વસન;
'જન સજવું, નાટક ભજવું, જય જય જય ઑ—

આનન્દી— 2

લીલાવતી સમપ્રિય પતીને તું, રતીમતીથી વશ કર્યને;
નાટકની તું નિપુણ નાયકા, કર્ય નાયક નટવરને;
રજ્ય જસજરને, વિજય ધ્વજા કર ધરને.

(નેપથ્યમાં)— 3

આમ કામસેના તું, વિરહાનળથી વ્યાકુળ થઈ વાર;

નટી—આ વાણી વેશ્યાની. શાણી અહીંથી શિઘ્ર જવું સાર;

# અંક પહેલો.

કપટકળા— ૪

અનંગ રંગને ઇચ્છે.

બિરહાનળથી વ્યાકૂળ થઇ વદતી વ્યંગ રંગને—
ખાનપાન ગુણગાન સ્નાનનું, ભાન નહી મન ભંગ;
ફીઆ લાલ ઉપર લલચાણી, આળસ મરડે અંગ—રંગને.

કામસેના—જાણી તને અજાણી શ્યાણી, પુછે પ્રેમ પ્રસંગ;
મતિ કેળવ મેળવ મન મોહન......................

કપટકળા—......................આ તન તંબુ તંગ-રંગને.

કપટકળા— ૫

અરરર આવ્યો જબર જ્વર આજ.

કામસેના—શું બોલાવી લાવી? વાલમ વૈદરાજ—અરરર—

ક—પટ તપાસી નાડી, પ્રેમ પેટી ઉઘાડી, જડી સુંઘાડી જીવાડે જસકાજ
સ્નેહ કુસુમ મકરંદ લગાડી ઠંડક પમાડી રમાડે રસરાજ—અસર

કામસેના- ૬

મદન પડયો કેડેરે (૨) ઘણી ગભરાઇરે—મદન૦
મન હસ્તી મસ્તીમાં આવ્યો, માવત અંકુશ કયાંઇરે—મદન—
કોક ત્રિચીક્ષણ વિણ વિહ્વળ હું,તુજ મન ગાંડી ગણાઇરે—મદન—
જો સ્વપ્ને સંજોગ બનેતો, પોઢું પલંગ ફુલ છાઇરે—મદન—
નિદ્રાપણ પ્રિયવીણ નવ આવે, કાળજડામાં થાય કાંઇકઇરે—મ૦—

કપટકળા—બળાપો ન કર બાળારે, (૨) વિચારી કાંઇરે-બળાપો—
અઘટીત ગણીકાને આ કરવુ, એમાં છે આપણી કમાઇરે-બળાપો—

કામ—જોબનપુર તણાઇ જવાની, સ્વારથ સમજ સગાઇરે—મદન—

સુમતી— ૭

સુણ સજન સંધ્યા સમય સ્હેલને સાર,
ફરવા આવ્યા ફાંકડા જવું કયાં ધાર્યું.

**સ્વાર્થદત્ત**—અવલોકો ઉચ્ચુ આમ અપ્સરા આ છે,
ચિત લોહાકરશણુ કરે ચમક ચતુરા છે.
**સુમતી**—આ ચમક પુતળી લોહ પુરૂષને ખીંચે,
**સ્વાર્થદત્ત**—દ્રષ્ટી અમૃતથી સ્નેહ બીજને સીંચે;
**સુમતી**—એથી ઉગ્યો આશા તરૂવર અંતરમાં,
ફળ ગૃહણુ કરણુ ઉત્સુક થયો આ કરમાં.

કામસેના— ૮

ઓ સાહેલી, ચાલ્યા પેલા અલબેલા, તું મુજને મેળવ, એ વાલમ વ્હેલા,
મુખને મટકે લોચન લટકે, ચતુર વિચીક્ષણુ ચાળે ચટકે;
શું એ સટકે, કેમ ન અટકે, રમક ઝમક ઠમક. ઓ૦
કપટકળા—ગણિકા થઇને થા નહી ઘેલી, મન મોહનની વાતો મેલી,
પૈસાને સંધર તું પ્હેલી, ચડપ ઝડપ સડપ—તુ

કપટકળા— ૯

આશું આંસું કે ચોમાસું આવ્યું આંખમાં,
આશી આ ચાલી ખાલી નિશાશ્વા નાંખમાં;
પર નર ખરતુ જર જીવણુ હું હરણુ કરણુ હુશિયાર,
વાનર સમ મ્હે કૈક નચાવ્યા, નરવરને નિરધાર. આશું૦
મમ અક્કલ આગળ પાગલ એ, આમ કરૂં આધીન,
ખાઇ ખાસડાં હુકમ ઉઠાવે, દાસ થઇ નીશ દીન. આશું૦
કામ—ખર કે વાનર સમ નહીં, એ નર કામ કુંવર અવતાર,
તું પાગલ નહી નહીં પાગલ એ, અહી નહી પગ ધરનાર;—
આવું અણુઘટતું મુજ આગળ ભુંડી ભાખમાં.
કપ—વિષય વિષ મય મધુર વચનથી, લલચાતું એ લાલ,
પોપટ સમ પટ પકડી પુરૂ, કપટ પાંજરે હાલ— આશું૦

કપટકળા— ૧૦

- ઓ અલબેલા આવો, આવો આવોને પ્યારા લાલ,
તલસેછે, તલસેછે, તલસેછે, તલસેછે, તલસેછે તમનેએ. ઓ૦
આપના નામનો જાપ જપે, સ્મર તાપ તપે તન આતુર આલી,
પ્રાણુની હાણુ સુજાણુ થશે અહિ પાણી છુટાડીએ ચાતુર ચાલી;
કામ છે કામ ભરો ડગ આમ સુકામની વાડી આ ફુફ્ફડ ફાલી,
અમૃત ક્યારી નાજુક નારી, નિરખી હરખો નાથ;
સેઠ સ્વિકારી, કરો તમારી, સુખી થશો તે સાથ,
અવધારીને અરજ અમારી, ઓ અલબેલા—

સુમતી— ૧૧

પ્રેમ વચન શરથી મન વિંધી, સ્નેહ સાંકળી સજડ જડીરે,
તીરછા નયન કરે તન તાણે, પ્રિય ચિતવૃતિ કેદ પડીરે. પ્રેમ૦
આ ગણીકા મમ મન મૃગ ઘેરી, ખસવા દે નહિ ગોખ ખડીરે. પ્રેમ૦
સત્ય શિયળ નીતિ સંહારણુ, મદન ફોજ ચોતરફ ચડીરે, પ્રેમ૦

કપટકળા— ૧૨

મુકી રકઝક રમણુ રસીલા, છાના માના છેલ છબીલા,
બાલા ચાલો રંગમાં, વિષય ભુજંગમ વિષ ઉતારી;
આપ કરો ઉપકાર, ઉપગારી, અમૃત છાંટો અંગમાં,

કામસેના— ૧૩

આવો આવો અલબેલા છેલા આ ઘડી,
મારા પ્યારા ન્યારા મુકું નહી પા ઘડી;
મદન રિપુ મરદી મનમોહન, સુંદર તન આપો આલીંગન,
ચતુર પરસપર લઇએ ચુંબન— આવો૦
વિરહ પીડા હવે નાથ નિવારો,
કપટ—સફળ કરો સંસાર તમારો.

કામ—મુકીને ખટપટ આપ પધારો. આવો૦

કામસેના— ૧૪

મારો પાવન કરીઓ પલંગ, પ્યારા પ્રાણનાથ પધારી,
રમ્યા રસિક રસિકાથી રંગ, વિરહ દુઃખ નાથ નિવારી;
આજ ઉપજી શીતળતા અંગ, મને સ્વામીનાથ સ્વિકારી,
શરદ ઋતુ સોહામણી, પુરણ ચંદ્ર પ્રકાશ;
મંદપવનની લ્હેરમાં, વ્હાલા વિલસોછો વિવિધ વિલાસ. પ્યા૦
અંતરઃપુરમાં એકલા, છાના રાખું છેલ,

કપટ—આ રતિને રતિપતિ તમે, રમિ રસિક કરો રંગરેલ,

કામ—તન મન ધન અરપણ કરી, રંજન થઇ દિન રાત;
હાજર રહીશ હજુરમાં, પ્રભુ અવર પુરૂષ ભ્રાત તાત.

સુમતી વિલાસ— ૧૫

પ્રિયા મારીરે પ્રાણથકી તું છે પ્યારી,
ગાલ ગુલાબીએ બીંદુ બિરાજે, મૃગમદનું મનોહારી, પ્રિયા૦
કનક કળશ કુચ કંચુકી કસીઆ, સ્પર્શ સદા સુખકારી. પ્રિયા૦
નિરૂપમ નારી તને નિરમાવી ઉર્વશી ગર્વ ઉતારી, પ્રિયા૦
રોજ રહીશ તુજ સમીપ રસિલી, સ્વજન સબંધ વિસારી.પ્રિયા૦

સુમતિવિલાસ— ૧૬

ઘેલી કેમ કરે છે ઘેલાઇ, ચુકી મુકી તારી ચતુરાઈ, શું મુઝાઇ—ઘેલી૦

કામ—સ્નેહ શસ્ત્રે વિંધાઈ ચિત્ત ચોરથી ચુંથાઇ;
લ્હાઇલ્હુઇને લુટાઇ, મુઓ મદન કરે કહાઇ.

સુમ—રસિલી રસિલી જાય શું રડાઇ, છાનીરે છાનીરે આ નથી ઠગાઇ.

કામ—શેઠ સમજી સફાઇ, હજુ જાણો જુદાઇ,
ઝેર પૈસાનું પાઇ, કરો ન્હાય ત્યાં ચડાઇ;

સુમ—મુકીદે મુકીદે આની મુરખાઇ,આવું ખું આવુંખું લડીશમાં લડાઇ. ઘેલી,

જોઇ— ૧૭

ભાઇ પટારો કેમ ઉઘાડયો, જોઉં કુંચી બેસારી કેઇ;
સાહેબ બાપા બ્હાર ગયા છે, શું ગુંઆમાં ઘાલ્યું લેઇ.
બધું ઘરેણું ક્યાં લઇ ચાલ્યા, આમ કરી તસ્કરનું કામ;
પડશે માથે અરે અમારે, પાછું મુકો તમે તમામ.

સુ—ચબાવલા તું ચડી ગયો છે, પરની તારે શી પંચાત,
બસ બસ તારે નહીં બોલવું, હમણાં પાછળ પડશે લાત,
નીચ જાત ચાકરની તારી, આખર જોડા ઉચકનાર;
આવ્ય રાંડના હવે અડાવા, બંદાતો આ ચાલ્યા બહાર.

કામસેના— ૧૮

વાલમ આવેરે (૨) આલી જોને આ આનંદ કંદ નંદ નંદ;—
મંદ મંદ હસી હસાવેરે—વાલમ૦
ચંદ્રવદન મદન મોહન નયન નિજ નચાવે;
ચતુર ચિત્ત ચળાવે, ઇશ્ક ઔષધી લગાવે,
તાપ સૌ સમાવે, ભેટુ ભાવેરે—વાલમ૦

કામ— ૧૯

છબીલા પતિ છોડનારી નથી, જુદી નહીં પડે માછલી નીરથી,
સુ—જરવાર જઇ હાલ આવું અહીં, અધીરી નથા સત્ય બોલું સહી;
ઘડી એક ઘરમાં નથી ગોઠતું, નથી ચિત્ત વેપારમાં ચોંટતું,
કામ—મને પ્રેમ ઓછો દિસે છે પતિ, બીજી કોઇએ શું બગાડી મતિ.
સુમતી—અરે વ્હાલી તું આમ આ શું વદી....................
કામ—....................પધારો પલંગે જવાશે કદી.

સહાકૂળ— ૨૦

ધર્મ નીતિ તજી પણ કદી, નહિં ધમકાવ્યો નામ,
સમજણ વગર સ્વતંત્રતા, આપતાં થયું આમ;

સુંદરી કાંઇ નથી સુઝતું. એ ટેક.
સંસારમાં સુત સુંદરી, છુટાં મુકતા છેક;
પસ્તાવું પડશે પાછળ થકી, વંઠી જાતાં વિશેક. સુ૦

સેજ—નિંદાય છે નાત જાતમાં, ભૂંડો કહે એને લોક;
હલકો પડ્યો સગા વ્હાલામાં, વિવાહ કરશે શું કોક—
સ્વામી હવે હું તે શું કરૂ.
ભણવુને ગણવુ ભુલી ગયો, અળગો મુકયો આચાર;
જાતો નથી જીનમંદીરે, વળી તજીઓ વહેવાર—સ્વા૦

લાલબા— ૨૧

આમ વાંક વગર વીરા મારે છે શું,

સેજ—કાંઈ તારે વશ પડી નથી ધારે છે શું;

સદા—વૃદ્ધ માત પીતાને તું ઠારે છે શું,

લાલ—ભણી વીદ્યા વગોવી વીચારે છે શું.

સુ—કેમ લાલડી પડી પછાડી..............................

લા—.........એને માડી ડોળા કાઢી બીક બતાવે મને રડાવે;

સુ—લાતો પડશે ત્યારે રડશે,

લા—ઓ બારે ઓ બાપાજીરે, હાય હાય મને મારીરે—આમ૦

સેજલદે— ૨૨

અરે આપણા કુળમાં ઉઠયો અંગારો, હાંહાંરે ઉઠયો અંગારો;
ધરમ કરમ ધન આબરૂ બાળી બળનારો હાંહાંરે. બાળી૦
વેશ્યા વ્યસન સંડાસમાં બુડી નવ બચનારો, હાંહાંરે. બુડી૦
જશે નિરંતર ઝુરતાં મ્હારો જન્મારો. હાંહાંરે. આ૦

વારાંગનાઓ— ૨૩

જય જય જય કૌશામ્બી નૃપતિ, વ્યાપો જશ દેશ વિદેશ;
નિજ વદન વિધુથી ન્યાય સુધા, વસુધા વરસેજ વિશેષ.

મ્હારાજ—શીરતાજ—

પરમ ધરમ મરમ વેધક, પ્રજા તણા પરમેશ.
નીતિની રીતિના ઉપર પ્રીતિ, સાહેબીમાં સુરેશ.
કંગાલને ધન માલ આપીને, કૃપાળુ કાપ્યા કલેશ,
આનંદમાં નીત આપની રૈયત, નમન કરે નરેશ. જય જય૦

વિદુષક— ૨૪

મને બારજા મળી ભમરાળીરે. કરૂં કુલટાથી કેટલી કપાળી—
લાખો લીખાળી લાળાળી લીંટાળી ઘણી ગધાતી ગોબરી ગુંગાળી,
પચકાળી વાંધાળી કાજળથી કાળી, વળી હબશીના સરખી હોઠાળી;
માંકડા જેવી મુખાળી મુરખીને મુછાળી—મને૦

રાજા— ૨૫

ધિક વ્યભિચારી દુનીઆદારી સર્વે વિસારી,
હાહા ! ! ! નગરશેઠ સુણી હું દીલગીર છું ભારી-ધિક
રાજકાજના જુઓ કાયદા, શી એમાં સતા મારી.
લંપટના આગળ લાચારી—ધિક૦
પરના ખેતરનું વાવેતર, કદી આપણાં ઢોર ચરે;
પરને સજા શકાય ન મારી—ધિક૦
ઝેર હળાહળ જો મુરખ જન, પોતાની મેળે પીશે,
કેનો દંડ કરે દરબારી—ધિક૦
કુળાચાર ગણિકાનો એ છે, એ નથી ઠરતી અપરાધી;
વૃદ્ધ તમે છો જુઓ વિચારી—ધિક૦

કામસેના— ૨૬

સુણો સચિવજી ચતુર સુજાણ, છબીલો છોડનારી નથીરે;
પૃથ્વીનાથ માગે તો આપું આ પ્રાણ. છબીલો છોડનારી નથીરે,
પ્રેમગાંઠ બાંધી છે કરી પ્રયાસ. છ૦ તમે તોડવો છો શું બતાવી ત્રાસ છ૦

મન ગમતાની મોજ ન મુકાય. હ૦ જીવ જતાં સુધી જુદું ન પડાય; હ૦
આવું અઘટિત ઉચરી વચન, હ૦ મોટી હોળી સળગાવી મારે મન. હ૦
મ્હારાજ મ્હેર કરી કરો માફ, હ૦ આવો અવળો થશે શું ઇનસાફ, હ૦
તમે શીપારસ કરી હશે શેઠ, હ૦ વેસ્યા પાસે લેવા આવ્યા હશે વેઠ. હ૦
રાજા કોપેલો કાપી લે ભલે શીર, હ૦ ચાંપતા શુળીએ ચડાવે શરીર હ૦
નહિ નહિ આવે આપને આવાસ, હ૦ મૂકી દ્યાને મૃગતૃષ્ણા જેવી આશ હ૦

પ્રધાન— ૨૭

કરોછો શું વિચાર, કર્યા વગર ઉચ્ચાર,
ખુશી કરો સરકાર, વાર કરવી નહિ લગાર;
નગર શેઠનો કુમાર, ઘેર જાય નહી ગમાર;
પટાવી કોઇ પ્રકાર, જવા ઝટ કરો તૈયાર,
કરે શેઠજી કરાર, નહી જુદો થનાર;
જાણ્યો જાણ્યા પાકો તમારો પ્યાર.

ગાનારીઓ— ૨૮

લીલાવતીએ લખી મોકલ્યોરે, કાગળ પ્રીતમ પાસ
ચાતુર આતુર ચીત થયુંરે, વરવા સદ્ગુણી સુમતિવિલાસ;
વ્હાલા વેલા આવજો—
શરદ પુનમની પાદ્મનીરે, ઝાંખી જોબનવતી જેમ;
દિનકર કર પીડન ચહેરે, ઇચ્છું અંતર આપથી એમ—વ્હાલા૦
પરણીને સર્વ પ્રકારનારે, પૂરણ કરશુ કોડ,
રામ સીતા સરખી થશેરે, જાણે રતિ રતિપતિ સમજોડ—વ્હાલા૦

ગાનારીઓ— ૨૯

સગાં સજ્જન સનેહી પંચ સાખથી, પરણે વરવધુ સુખ અભિલાખથી
લાડો લાડી લોચન લાયકાઇથી, ચોરી ચોરીએ ચીત ચતુરાઇથી,
આનંદ પ્રેમે પરસ્પર મેળવી, જાણે દુધમાં સાકર મેળવી;

અન્યોઅન્ય ગ્રહણ કરી હાથનું, શુભ ચીંતવી નિત સ્વામીનાથનું,
સ્હાયયુત થઇશ સહુ કાજમાં, પામી મંત્રીનું પદ પતિ રાજમાં;
કન્યા એવો કરાર કરી વરી, અગિન ચંદ્ર સુરજને સાક્ષી કરી,
પત્ની આ ભત્ર તુંને પાળનારરે, કરે કથ એ કોલ કરારરે,
મારા વૈભવમાં તારો ભાગરે, બીજીનો ત્રુજ એકે ન લાગરે;
કદી નહી અપમાન કરીશરે, તેના જામીન શ્રી જગદીશરે
હરખે વરત્યાં છે મંગળ ચારરે, કહે કેશવ આનંદ અપારરે.

ગાનારીઓ:— ૩૦

ચાલો ગોત્રજને પગે લાગોરે, વરના વાંસામાં પાપડ ભાગો—
માથે મોતીનો મોડીઓ ઘાલીરે, જમણે હાથે નાગભુંદીનો ઝાલી;
ગાતી વાતી સૈયર સાથે ચાલીરે, મોટી હોંશે વીવાહ વેવાણ મ્હાલી
કંકુ તિલક કરી ચોખા ચોડીરે, નાક તાણ્યું છે મ્હોં મચકોડી,
ધ્રુના તારાના દરશન થાયરે, જોડું અવીચળ રહેજો સદાય.

સુગુણમંજરી— ૩૧

વિશરી જઇશ સખીને, પતિ પ્રેમમાં પડી પુન્યશાળી;
ધર્મ ધર્મ પતિનો, કદી વીસરજો નહીં વીનયવાળી;

સાહેલીઓ— ૩૨

સૈયર સુખકર સંસાર, શીયળ ભૂષણ સજીએ,
એ વિણ નગુણા નરનાર, તનમનથી તજીએ;
પર નર નારી પ્રેમ પ્રદીપમાં, પડી પતંગ સમાનરે
સુજસ શરીર સળગાવી મુકે, કઇક નષ્ટ નાદાન—
અવર અખંડીત અંગ અનુપમ, નહીં મળે એક નાકરે;—
શિયળ વિના એવા સદગુણ સહુ, જેમ સીમળ સપાક,
વ્યભીચારીને સૌ સંસારી, કરે અધિક ધિક્કારરે;
પરપોળે પકડાતા પડીયા, મ્હોટા જનને માર—
જાર કરમથી જેહ જગતમાં, કરે કલંકીત કુળરે.

અકર્મમાં અંગારા ઉઠ્યા, ધર્મે કરમમાં ધુળ—
વેર વિરોધ વધે વ્યભીચારે, નિશ્ચય ધનનો નાશરે;
શિવશ્રુત કેશવ સિયળવંતના, દેવ સરીખા દાસ.

**સુમતિ—** ૩૩

ચમકી ચમકી ચતુરા કયાં ચાલી, અહીંયી ઉઠીને હાલી,
બેસો બેસો બેસો શું બ્હીવું, પ્રમદા અધરામૃત પીવું,

**લીલા**—ઉંહુંહું, ઉંહુંહું ઉંહું ઉંહું

**સુમતી**—.......................તજ લાજ પતિ તુંજ છું હું,

**લીલા**—અઘટીત્ અહીં અઘટીત્ અહીં નહીં આચરવું,

**સુમતી**—..................અહીંઆં અંતઃપુર કરવું;

**લીલા**—ઓ સખીયો, ઓ સખીયો, મ્હારી આવી,

**સુમતી**—.....................શું સટકી જવું સમજાવી,

**લીલા**—અળગા રહો, અળગા રહોને વળગોમાં,

**સુમતી**—.......................ભાળા અમથાં બોલોમાં,

**લીલા**—એ આવી, એ આ આવી હું બાઇ,

**સુમતી**—.......................આવી કર નહી આડાઇ;

**લીલા**—માજી, માજી બોલાવે મ્હારાં,

**સુમતી**—..... ...............નહો ચાલે નખરાં ત્હારાં;

**લીલા**—માં રગડો. માં રગડો મારગડો મેલો.

**સુમતી**—.......................છઠ્ઠીનો છું ઉખડેલો.

**લીલા**—દમ રાખો દમ રાખો દ્વાર ઉઘાડાં,

**સુમતી**—..........................લે આ કરી આવું આડાં.

**લીલા**—સલુણા, સલુણા સજને સપડાવી પણ નાસું નજર ચુકાવી.

**સુમતી**—ઠગણી ઠગણી ઠગીને શું નાસે;

**લીલા**—..........................જુઓ મશ્કરીઓ થાશે.

સુમતી— ૩૪

આ મુગ્ધાની દુર્ગ્ધા, માત પિતાએ મુજને વળગાડી,
માન્યું કહ્યું ન મારૂં, અરે રાંડ આ વખત થઇ આડી;
એને બોલાવાના, વ્હાલી વેસ્યાના સોગન ખાધા,
મ્હોટી ભુલ કરી મ્હેં, હવે ફરી બોલાવાની બાધા.—

ગાનારીઓ— ૩૫

પરણી નવસા કોશામ્બીએ પધારીયાં, વાજાં વાગે જોવાને રઢ લાગે
સાહેલડી, લાડી લાખેણી લાવ્યો. લાડણો,
ધન્ય ધન્ય સદાફળ શેઠને, જાન જોડી નાંખ્યાં છે નાણું તોડી, સા૰
રથમાં વરવહુને ચમર વિંઝાય છે, દીસે ડાહ્યા સેજલદેના જાયા; સા૰
જગલાડી વહુવરનું જોડું જોઇને, બેઠી ગોખે ઉંડા નિસાસા નાંખે, સા૰
મો—લાલ સાહેબને સમજાવે સાનમાં, લલચાવે ને મોતીડે વધાવે
સાહેલડા ! ! શેઠની ફુજેતીના ફાળકા.
ગા—મોટું મ્હાજન સાજનમાં મળ્યું, આવી રાજકચેરી નૃપ પ્રેરી. સા.

## અંક બીજો.

સુમતીવિલાસ— ૩૬

હું આની સાથે શું કરૂ, વળગ્યુ વેંગ આ ખરેખરૂ,
મનની મેલી મળી, તરછોડીને ટળી, જાઉછું બળી ઉરમાં બળી
હશે શીંગમાંથી સળી, હવે અહીં નહી ઠરૂં—આ૰
તજી ખાનપાન વાટ જોતી હશે જીવજાન,
જાઉં ઝટ એના જાન, સાથે મ્હેં જડયો છે જાન.
નડતી પડતી રડતી છોડુ છું હવે છળી–તરછોડી,

લીલાવતી— ૩૭

પ્રાણપતિ પ્રાણપતિ પ્રાણપાતરે, અહીં નથી અહીં નથી અહીં નથીરે,
અરે અહીં એકલી મુકીને આમ, અચાનક ઉઠી કંથ ક્યાં ગયા તમે;
સ્વામી પહેલા સમાગમે આતે શું કર્યું, સાંભળેલું મેં જે હતું તે સાચુકર્યું,
ખચિત પિયુજી ઉંઘતીજાણીને ખસ્યા, આહારે જાણ્યું વેશ્યા અવાસે વસ્યા

લીલાવતી— ૩૮

'પ્રિય પ્રતિ તમે, ઝટ આવો આ સમે,
આપ વિના વિરહ વાન્હિ શી રીતે સમે;
વેશ્યા વ્હાલી હતિ પતિનો નતી પરણવી નાર.
નીદ્રા મુજને નામ ન આવે આપ વગર આ ઠાર.—
આભૂષણ અંબર ભીંજાયાં, કરતાં અશ્રુપાત;
રોતાં રોતાં નથી ખુટતી અરે રાક્ષસી રાત,—
મને ભાસકી સરખું ભાસે, શયનભવન ભરતાર,
ઝાંઝર જાણે જડી બેડીઓ, અકળાવે આ વાર—
કનક વલય કર કડી બરાબર, વર વિણ કેદી વેશ,
આ આંજેલી આંખે લાગે મરચાં સરખી મેશ—
નંગ જડેલી નવીન કંચુકી બંધન સરખી બાંથ,
બહુ દુઃખ દે છે કામ દરોગો, હવે કરૂં શું હાય—
અલંકાર ધખતા અંગારા, મણીધર ફુલની માળ;
મંદ પવનની લ્હેરો લાગે, જાણે અગની જ્વાળ—
કસ્તુરી કંકુને કેસર રસિયા તુજવીણ રાખ;
પતિ વિણ કોણ કરે પરીપુરણ અંતરના અભીલાખ—

કપટકળા— ૩૯

આમ શું કરે છે આથી રજતો ધીરજ ધર,

ધર ધર વર ચીવર કર નજરે નીરખ વર હરખ ભર,
મીલાવ કર કર— આમશું૦
સ્મર જ્વર હર સુખકર ધનવંતર, ભરજોબન બેઠી સુંદરવર.
અધર સુધારસ પાઇ પરસ્પર, કામ ક્રીડા સખી કરકર—આ.

કામસેના— ૪૦

ભલે આવ્યા હર્ષ ભરાણી,
અવધી ઉપર ગઇ એક ઘડી પણ, મેં જુગ માફક જાણી;
સત્યવાદી તમે શેઠજી સાહેબ, હું ગણિકા ગભરાણી,
ધિરજ નહી અલ્પ ધરાણી— ભલે૦
સુંદર શયન ભવન શણગાર્યું, લાલ હું તો લલચાણી.
પ્યારા પ્રેમ રસ પાઓને પીઓ, મન ગમતું સુખમાણી;
યૌવન મદ અશ્વ પલાણી— ભલે૦

સુમતિ— ૪૧

મોહી રહ્યો છું મંદ હાસ્યમાં રસીલી તારા—મો૦
એકરાત્રીરહ્યો નહીપરણી ગૃહિણીપાસે, એકલીમુકી આવ્યો આવાસમાં, ૨૦
આપણે બે ભોગ ભોગવીએ ભોગ એના, મેંતર જવાની એક માસમાં. ૨૦
કામની તમે કર્યું કાંક મને કામણ. પકડી જકડી પાડ્યો પ્રેમ પાશમાં, ૨૦
તુજથકી અધીક કોઇ વિશ્વ નથી વ્હાલું, પ્રતીજ્ઞાકરૂંછુ હું પ્રકાશમાં. ૨૦
વણજને વ્યાપારવ્હાલી ધર્મકર્મશર્મ તજી, ગાળવીછે વયબધી વીલાસમાં. ૨૦

લીલાવતી— ૪૨

નાથથી નિરાશ થઇ, (૨) મુઝાઇ હું મરૂં—
લાલથી નથી હું લડી, પ્રાણ વીણ બાશ પડી,
મદન ગીધ ચાંચ ચઢી, હાય શું કરૂં—
વ્હાલા વ્યભિચારી થયા ઉંઘતી મુકીને ગયા,
એક રાંડ રાખો રહ્યા, કામ કયાં કરૂં—

૪૩

સુગુણ—

અરે આવડી શું અકળાયરે બેની સૌ સારૂ થશે, બેની૦

મારા સમ જો મન મુઝાયરે—

રડી રડી થઇ આંખડી રાતી, કાયા ગઈ કરમાઇ,

મ્લાન દેખીને મુખડું તારૂં, મને થાએ કાંઇ કાંઇ.

લીલા—કરી નાવલે નાદાની, જશે કેમ જીન્દગાની—અરે૦

શાશન દેવતા સ્હાયથી, તારો સુધરસે સંસાર,

શાચું પતિવ્રત પાળતાં, તારે વશ થશે ભરતાર;

લીલા—મારી છેડા છેડી બાંધી, કરી પુરી આ ઉપાધી—અરે૦

૪૪

લીલાવતી—

સખી પરભવ પાપ અમાપ કરી હું તો અવતરી,

મને વીશ્વ વધુના પ્રતાપ પતિએ પરહરી;

હસે ભરડયાં સજીવન ધાન અણુગળ પાણી વાવર્યા,

કર્યું મુનીવરનુ અપમાન ધરમાદાનાં ધન હર્યાં;

દીધી વિધા ગુરૂજીને ગાળ લેઇ વ્રત ભાગીયાં,

તોડી નાંખી તળાવની પાળ જેનાં પાપ જાગીયાં;

કાંતો પુન્યની ફોડેલ પર્વે કે જાન લુંટી હશે,

નિજધર્મ તજ્યો ધરી ગર્વ સખી મારૂં શું થશે—

થઈ પાપી તણી પક્ષકાર ઉત્તમ અપમાનીઆ,

મુકી અળગો શ્રાવકને આચાર મિથ્યાત્વિને માનીઆ;

કુડી સાખ ભરી સરકાર ખોટા ખત મેં લખી,

દોરી દીનજનને દરબાર દ્વેષે કરીઆ દુઃખી;

આવાં પાતિક મ્હેતો અપાર કર્યાં હશે પુરવે,

વેસ્યા સંગી મળ્યો ભરતાર અરે મને આ ભવે—

સુગુણ— ૪૫

શ્રી જીન દરશન કરવા જઇએ, કાકી ફીકર ન કાંઇ,
લીલા—ઉઠોને આદીશ્વર મંદીર. આંગી છે સુખદાઇ:—
જીન ગુણ ગાઇ, કરીએ પુન્ય કમાઇ— જી૦

લીલાવતી— ૪૬

સુંણ સાહેલી કરવું શું હવે, શાથી જન્મારો જશે;
સુગુણ—તારા શિયલ પ્રભાવથી બેની, સ્વામી તુજ સારો થશે,
વ્હાલે વાંક વિના વિસારી, નળની જે દવદંતી નારી,
પાછી તે પતીએ સ્વીકારી, તેમ એ તારો થશે.

સદા— ૪૭

લાજ છોડી છેક તેં છટેલ છોકરા, બાપની તે આબરૂના કાંકરા કર્યા—
આવીછે દીવાળીહોળી હૈયામાંબળે, જઉછું વહુને તેડવા પણ દાંડો શેવળે,
સે-સાસરામાં જાણે જમાઇને સહુ, મારે નહી મોકલે વેવાઇ તો વહુ.
સદા—કરવાને વિવેક લોક લાજથી જવું,
જોઇતો—ગાડી જોડી લાવ્યો ખોટી કયાં સુધી થવું.

સુગુણમંજરી— ૪૮

કીહા આજ્યો કીહાં ગરગડીઓ, કીહાં મેઘ તણી પડી ઝડીઓ,
કીહાં ઉદય અને કીહાં અસ્ત, એમ સમજીને મનમાં રમસ્ત.
અમે કાપણ આપનું જાણ્યું, આવ્યા અહિયાં કેનુ કરવા આણું;
જેમ આવ્યા તમે જાઓ તેમ, ઘેર પુછજો કુશળ ખેમ;

કપટકળા— ૪૯

પીયો પીયો પીયો પીયો પીયો પીયો પીયુ પ્રાણાધાર—
પછી પામો સ્વર્ગનું દ્વાર—
લુટો લુટો લુટો લુટો લુટો લુટો, જોબનીયાની બ્હાર—
કર આવ્યો રત્ન અંબાર—
બેસો બેસો બેસો બેસો બેસો બેસો—તખત દરબાર—
કરો માર કટાર—પ્રહાર—પીયો.

સદાકુળ— ૫૦

ગભરામણ મને ઘડપણમાં આવે છે ઘણીરે,
લંપટ પુત્ર પાકચોરે, હુંતો એનાથી થાકચોરે;
મોટું છે ઘર મારૂં, સાસરીયું એનું સારૂં;
ઘણી સમજણી વહુ છે, તનય તણીરે.—ગભ૦
ગયો લોક લાજેરે, આણું કરવા કાજેરે;
મુજને બહુ બનાવી, વહુને નહીં વળાવી;
શરમાયો વહુની સખીનાં વચન સુણીરે—ગભ૦
વરસને મહીનારે વીતી ગયા કઠીનારે,
હવે ફરી હું જઇને કાંઇક દીલાસો દઇને;
લીલાવતીને લઇને આવું ઘર ભણીરે—ગભ૦

સ્વાર્થદત્ત— સવૈયો

એકની આગળ આળસ ખાય છે, એકને ઉર ઉઘાડી બતાવે;
એક કને મૂખ મીઠ્ઠ વદે વળી; એક કને હશી નેન નચાવે;
એકને આપે આલીંગન ચુંબન, એકને જુઠિ લડાઇ લડાવે,
એમ અનેક પ્રકાર કરી જગ રાંડ હરી ધન ધુળ ફકાવે.

સ્વાર્થદત્ત— ૫૧

જગત રંડા કને જે જશે, થશે નિરધનરે જશે સુજશ જરૂર કે
સડશે શરીર કુસંગથી; પંથે પડસેરે થઇ મદીરા મસુર કે
કોઇ ના પડશો કુછંદમાં—

વિપ્ર વણિક વટલાવતી, ભેળા બેસીરે કરે ભક્ષ અભક્ષ કે,
માંકનુ ગર્થ ગમાવતાં, મારી માઽક રે મુકે પોક પ્રત્યક્ષ કે
જમના જેવા જમાદારને, વશ રાખેરે શેવિ વિષય તે સાથ કે,
પક્ષથી કઇને તે પાપીઆ, મારે મુજ સમરે અરજી કરતાં અનાથકે-કો
લોક બનાવે બદામનો, કાઢે કાછડીરે પાડે પાઘડી કોકકે,
કાળું કરે મુખ મેશથી, હેહે કહીનેરે હસે લોકના થોકકે-કો.

સુભગા— ૫૨

દુઃખી તુ દીકરી મારી, શુળી સમ સાસરી તારી,
પીયરમાં સુખપાલ પણુ કામ ન આવે કાંઇ;

લીલા—શુળી સાસરીયા ભણી, સહન કરી સુખદાઇ;

સુગુ—ગુરુ શીક્ષા સુણી સારી, બધી દીલમાં લીધી ધારી;

લીલા—અછતાં આવે આળ અહીં, કરો દૃઢ વિચાર,
સસરો પુજ્ય પિતા સમા, આવ્યા બીજીવાર,

સોમદત્ત—અરે વર છે, વ્યભિચારી, એથી દુઃખ ઉપજે ભારી;

સદા— ૫૩

સુકુળ વધુ તમે સાંભળો, દુઃખીયા સસરાની વાતજી,
જો મન આવે તો માનજો, બખુ છું ભલી ભાતજી
ઉંડુરે હ્રદયમાં આલોચજો (એ ટેક)

ભણતાંરે ભણતાં ભણાય છે, લખતાં ગ્રંથ લખાયજી;
મ્હેલ ઝરૂખાને માળીઆં, ચણતાં ચણતાં ચણાયજી. ઉંડુ—

ડગલે ડગલે ડુંગરો, ચઢતાં ચઢતાં ચઢાયજી,
સાગર સમ સરોવર વળી, ટીંપે ટીંપે ભરાયજી. ઉંડુ—

ઉધમ કરતાં આળસ તજી, દુઃખ દારિદ્ર જાયજી.
એમ ઉપાય આરંભતાં, સરવે કાર્ય સધાયજી ઉંડુ—
એથી આવી, ઘેર આપણે, કરશો કોક ઉપાયજી.

ધરમ પસાય થકી થશે, શાસન દેવતા સ્હાયજી ઉંડુ—

સખીઓ— ૫૪

મ્હારી લાયક લીલાવતી બ્હેન ભલે સાસરે પધારોરે,
યુક્તિ પ્રયુક્તિથી પતિવ્રત પ્રભાવ સ્વામીને સુધારોરે.
બ્રાહ્મી ચંદનબાલાને શીલા સુલસા સુભદ્રા થણીરે.
પ્રભાવતી પદ્માવતી શીળવતી સીતા કોશલ્યા વખાણીરે;

પુષ્પચુલા મૃગાવતી કુન્તી દ્રોપદી રાજુલ દવદંતીરે;
સતીનાં ચરિત્ર સુણી સુપવીત્ર ગુણ ગ્રહી ગુણવંતીરે;
નીત્ય પ્રણમીએ પ્રભાતે ગુરૂદેવરે જીણંદ જયકારી.
પછી સારીએ વિનય ધર્મ ધારીએ સાસરીયાની સેવરે;
સખી પૂરેપૂરો પ્રથમથી વીચાર કરી કાર્ય કાંઇ કરીએરે,
શીખ સાસરવાસામાં વીરા કેશવની લેઇને વીચરીએરે,

લીલાવતી—(સ્વગત) ૫૫

રે કર્યો વેસ્યાએ કેર, ઉપજે ઝેર, વાળવું વેર, હવે શા બાને;
હું કાળી નાગણ થઇ ડસુ ગણિકાને.
આ જોબન રસ ઝલકાય, વસુ વનમાંય, લલ વિણ લાય, ઉઠે છે અંગે;
શી યુકિત કરતાં મળું સલુણા સંગે.
શું કરૂં શુઝે નહી કાંઇ, ઘણી ગભરાઇ, મરૂં વિષ ખાઇ, પિયુજી પાખે
નિધણીયાતીના ઉપર નજર સૌ નાંખે.
મંગાવુ મહિષી ચાર, જોઇ શ્રીકાર, અરે આવાર, કહી સસરાને:
હું કાળી નાગણ થઇ ડશુ ગણિકાને.

લાલણ— ૫૬

કરી વેશ્યાની યારી, બેઠા અટારી પેલા તમારા પ્રાણ,
જાઓ થાઓ તૈયારી, ભાભી અમારી, બેઠા અટારી—પેલા
વીંછીનો આંકડો વેશ્યા છે વસમી, જોજો ન થાય જાણ;
જાણશેતો ઝેર આપશે ઝાઝું, કરશે રાંડ રોકાણ;
જુઓ જળની ઝારી, હાથમાં ધારી— બેઠા૦

લીલાવતી— ૫૭

અવર મદન અવતર્યો, આતો દિશે, અવર મદન અવતર્યો–આ૦
શરદપૂનમના, સુધાકર સરીખો, આજ નગરમાં ઉગેલો–આ૦

મનોહર કસ્તુરીઆ મૃગ માફક, જોઉં ઝરૂખે ઝુકેલો—આ૦
હું નિરભાગી નાથ તજી મને, વેશ્યા આવાસે વસેલો—આ૦
ધન અણિકા ધરણીતલ તુજને, પ્રિય કર્યો મમ પરણેલો—આ૦
ચંદ્રચકોરને મયુર મેઘ સમ, મુજ મન રંગ રહેલો—આ૦
મૈયારી વેશ નહીં જાણું, મમ છળ છેલ છબીલો.—આ૦

સાહેલીઓ—

૫૮

સખીઓ નિજ નિજ નીતિ ધર્મ સદા સંભાળીએરે,
પરમ પવિત્ર પતિવ્રત પટકૂળ કરી પરીધાન;
સાસુ સસરા માતપિતાની સેવા સાચવોરે,
ભાવ સહીત ભક્તિથી નીત ભજીએ ભગવાન.
એવા ઉતમ ગુણથી ઉભય સુકૂળ અજવાળીએરે (ટેક)
નજરે નજર ન જોડીએ, નાથ વિના નર સાથ;
પરનરને નવ આપીએ; તાલી હાથો હાથ,
હસવું રમવું જમવું એકાન્તે નવ બેસવુંરે
પતિવિણ પતિના પણ સદ્‌મિત્રોની સંગાથ—એ૦
નાથ વિના કરવી નહિ, વિનોદ રસની વાત,
વિશ્વ વિરૂદ્ધ ન વર્તવું, ભલે તાત કે ભ્રાત.
સજની ભ્રષ્ટ થવું નહિં, સુધરી સદ્ આચારથીરે;
નીરલજ નટખટની સોબત તજવી સુજાણ—એ૦
કુષ્ટી કદ્રુપ કુબડો, નિરધન નિરબળ હાય;
મતિહીન પતિત પતિ મળે, એ સતીને સુરરાય.
જોડી પગ અંગુઠે દ્રષ્ટિ આછુ ઓઢીએ,
સુખકર સાચવીએ સૌ સાથે સંપ સદાય—એ૦
ઉંચે સ્વરે ન ઉચરવું, મુકીને મરજાદ.

કુલીન બ્હેન કરવો નહી, વડીલથી વિવાદ;
ચંચળ ચાલે ચટક મટક ચતુરા નવ ચાલીએરે,
શીવસુત કેશવની શીખામણ અંતર વાદ—એ૦

લીલાવતી— ૫૯

અમૃત સરખું સુખકારીરે, મીઠડું મહી વેચું મહી વેચું.
લ્યો કૌશામ્બી નરનારીરે, મીઠડું મહી વેચૂ મહી વેચૂ.

સુમતી— ૬૦

આ ભરવાડણી અજબ અપાર—અજબ અપાર, દીઠી. આ—
રંભા થકી પણ અધિક રૂપાળી, કે ઉમીયા અવતાર;
શેષ સમા શિશ કેશ સુશોભિત, શશીવદની સુખકાર;
શુક સમ નાકે નથની થરકે, અરૂણ અધર નીરધાર,
ચંપક વરણી એ મૃગનયની મારી કટાક્ષ કટાર—આ૦
કેસરી સરખો લંક કટીનો, તુંબ નીતંબ આકાર—
અંગ અનોપમ કાંબળ ઓઢી, કોકીલ કંઠ ઉચાર—

લીલાવતી— ૬૧

અમૃત સરખું સુખકારીરે—મીઠડું મહી વેચું મહી વેચૂં,
લ્યો કૌશામ્બી નરનારીરે-- મી૦

સુમતી—મારે મહી લેવું મહી લેવું
આપો મટકી ઉતારીરે—મૈયારી મોહનગારીરે— મહારે૦
ચટપટ ઘુંઘટ પટ ખોલોરે—મહી મૂલડાં બરાબર બોલોરે—મહારે૦

મૈયારી— ૬૨

મેતાજીરે શું મહી મુલ બતાવું, ચાખો પછી ભાવ જણાવું,
ગળશે નહીરે દહી દુનિયામાં આવું, સમજુને શું સમજાવું;
જુગતીથી રોજ જમાવું, લ્યો લાલન શું લલચાવું,
ખાખા કેડે ખુશ થાવું, તક જાશેરે તો પડશે પસ્તાવું. ચા૦

સુ—મહી મીઠું રે મ્હે ચાખ્યું અહિયારી, તું ગામ કીયે વસનારી,
  અણુટીઆરે મુરકી ભાસે ભારી; કહો નામ તમારૂં નારી:
  વળી કોણ તમારો વિહારી, સ્મિત હાસ્યથી મન હરનારી.
  કે તુજ કૂળ કામણગારી, સાવિત્રીરે તુલ્ય ન આવે તારી,
લી—રંગીલારે મારી જાત રબારી, હું રાજપુર રેહેનારી;
  હનુઓ છેરે મુજ સ્વામી સુખકારી, મમ નામ સલુણી સારી.
  તમો વણીક વડા વેપારી, પુછી કૂળ જાત અમારી;
  શું વાત વીવાની વીચારી, મન મોહનરે હું નવ પરણીત નારી,
સુ—અલબેલીરે મારે અનંગ ઉછાળા, સુણી મધુર વચન મરમાળા.
લી—નવ સમજુરે હું ભોળી નવ તેર, મહીથી દૂજે મમ ઘેર,
  મોંઘુ છે ગોરસ મારૂં, વડા વાતે બને નહીં વારૂં;
  નથી લીધું કાંઈ તમારૂં, હું જઉછુંરે અતિ રતિપતિથી રૂપાળા;
સુ—શા માટેરે વાત જવાની બોલે, મમ જીવ ચડયો ચકડોળે,
લી—અણઘટતારે ઘાટ તમે ઘડશોમાં, આઘાગેને અડશોમાં.
સુ—હું આઘો છું અલબેલીરે, તજ તું ગજગમણુ ઘેલી;
  મહી મુજ કહો મન મેલી, દીલ હરણીરે શું હાલ ડાંપણુ ડહોળે,
લી—રંગરસીયારે દૂરીજનથી મન ડરીએ, કહો ભાવ ખરો શું કરીયે
સુ—ગજગમનીરે મુજથી નજર મીલાવે, નખરેથી નયન નચાવે,
  કૂમકુમનો ચંદ્ર કપાળે, તલ ગૌર ગુલાબી ગાલે,
  ચમકાવે ચીતડું ચાળે, વશ કરવારે તસ વચને અનુસરીએ,
  દીલમાં દૂરીજનથી ન ડરીએ.
લી-વા'લાજીરે શી મન વાત વીચારો, મુજને વઢશે ધણી મારો;
  મારગડોરે મુકોને મન ગમતા, સુંદર રાખુછું સમતા;
  ઠીક છો અબળા ઠગનારા, કરો આંખ તણા અણુસારા,
  મેં જાણ્યા વિચાર તમારા, ધારોછો તે સ્વાર્થ નથી સરનારો.

સુમતિ— ૬૩

કામણગારી નારી કેને મને વાત તારીરે;
છેલ છબીલી છબી ફાંકડી, આ દીસે અદ્દભૂત.
ગુણ હીણો ગામડીઓ પુરો, એતો ભમતો ભુત—કા૦
ચતુર વિચક્ષણ તું ચતુરાને, ધણી મુરખ સરદાર;
ચંપકવરણી કેમ ચાલે છે ગમારથી ઘરબાર—કા૦

લી—ડાબા ડમરા તમને પરની લાગે વાત પ્યારીરે—
પગ હેઠળ દાવાનળ સળગે એ અવલોકો આપ;
અમને પછી શીખામણ આપો મોહન રાખી માપ—ડા૦
નિર્લજ નીચ જગતની નારી આ ગણીકા ગુણહીણ;
કેમ પ્રેમ બાંધ્યો પાતળીયા પુરણ થઇ પ્રવિણ—ડા૦

સુમતી—મધુર વચનથી કરે હરણ મન સુંદર રસીક શરીર;
કોક કળામાં પુર્ણ કુશળતા........................

લી—................ ..............હરે પુરૂષનુ હીર—
ભલે લાલ તમાચો મારી, મુખડું લાલ રાખોરે—
અલબેલા ઉતમ કુળ ઉપજ્યા, આ કુલટા કમજાત;
કામણગારા કેમ બને છે વદો બનાવ વાત. ભલે૦

સુમતી.— ૬૪

તાબે થયો છું સલુણી તમારા.....................

મે—.................. ...મ્હેર આપો મનમોહન મારા,

સુ—નાહક આહક નવ બડકાવો, સત્ય વિચાર સલુણી જણાવો;

મે—કૃપણતા શેઠ તમારેતા કરવી, વા'લી પેસ્યાતણી હોજરી ભરવી
દામવિના દહાડો ક્યાંથકી વળશે, લાલ વેશ્યા મુખડી સમ મળશે.

મેચારી—બેધક વચન વદો શું વિચારી..............................

સુમતિ—......................શી મરજી છે સહુણી તમારી;
મૈયારી—આળકરોનહી વેસ્યાછેમારી, મુકોનેહાથમ્હારો મરશો,
હું તો અહીં નહીં આવું હવેથી, હાંકડેરાવ શી હોક ફરજેતી;
સુ—મ્હોર આપી લેઉ માલ તમારો,નીલ બે વખતનો બાંધીએ ચારો
મૈયારી— ૬૫

રીસકણા, રીસકણા, રીસકણા, રીસકણા,
પ્રેમજાળ, પકડી લાલ, અવળી ચાલ, ચલવો હલ;
આ મહાલ, વચમાં સાલ, બગાડે તાલ, કરીએ ખ્યાલ,
મુકીને ખલક ખાળ, માનસર આ મરાળ, રંગે રમોને રસાળ.
સુમતિ—અટકાવે લટકાવે, તરસાવે બરસાવે તરસાવે દરશાવે વ્હાલ.
મૈયારી— ૬૬

પ્રીતમ આ પ્રમાણ છે?
સુમતિ—હા હા હા હા,
મૈયારી—ઢાકણનું ઢળાણ છે,
સુમતિ—ના ના ના ના.
મૈયારી—ઢોળી પાડી ભોળી પ્રેમ પયોદધી વ્હાલો મારો આ વેચાણ છે
સુમતિ—હા હા હા હા
નરક કુંડથી નીકળી, પડું અમૃતરસ ખાણ.
મૈયારી—જીવ જીવન સજીવન થયું, ભેટ પલના બાણ.
સુમતી—કરવું સમરપણ સર્વ પરસ્પર
મૈયારી—પ્રિય શું ? પ્રથમની પીછાણ છે,
સુમતી—હા હા હા હા
મૈયારી— ૬૭

સાહીજા ચાહીજા અહીંથી ચૂડેલ.

મીઠું તું મનાવી, ફંદામાં ફસાવી, પ્રપંચે પટાવી, ખેલાવીને ખેલ;
અડાવી ચોળાવી ઉડા, બનાવી પૈસા પડાવી છળાવી છટેલ.
હરામી સ્વામી જે હૈયા ફુટેલ; વ્હાલાંને મૂકીને વંઠી ગએલ;
તારુણી તજાવી, તું છેડો વળાવી, રડા તેં રડાવી મરાવી નાંખેલ.

**કામ—**

ઉઠય ઉઠય અલી જાને તારે ઘેર; ધુતારી ધુતવાને આવીરે;
કયા ભવનું વાળે છે તું આ વેર, ધુતારી ધુતવાને આવીરે..
છેલછબીલાને છેતરી છીનાળ, ધુ. તારૂં કાળુ કર્યું આવ્યો તારોકાળ ધુ.
બોલી મીઠાં મીઠાં કપટ વચન, ધુ. કરે મલીન મહેતાજી તણું મન ધુ.
તારૂં પોગળ થયું બધું પ્રકાશ ધુ. હવે આવીશ નહી મારે આવાસ,ધુ.
મૈ-રાંડ આવિસ રસિક કને રોજ, નફટ ફટ ફટ તનેરે.
તારા મમત ઉપર ગાણું મોજ, નફટ ફટ ફટ તનેરે.
તારી ખોટી છે પીતળ જેવી પ્રીત ન. તુંતો માંટી નવનવા કરે નીત ન૦
રમે તમારાથી જે પુરૂશ જાર, ન૦ એતો જગતનું એઠું જમનાર ન૦
તારી ખચિત ખલક ખુંદે ખાટ, ન૦ તારૂ તન તેતો કૂતરાની ચાટ ન.
તને અડતાં મનુષ્ય અભડાય ન૦ તારા સંગથી નરક નર જાય. ન૦

**કામ—**

કાંકદાળમાં કાળુંમને દેખાય. ધુ૦ આતો માંટી તારા ઠગણીશું થાય ધુ૦
**મૈ**-મારૂં ફોડી નાંખજે તું હૈયાફુટ ન૦ હાહા મારા આ માંટીછેમાથુફુટન૦
**કામ**—ભુંડી રાંડ નિચ જાત ભરવાડ, ધુંતારી ધમકાવે મનેરે
અહીંથી તારી મહી મટકી ઉપાડ —ધું૦

**સુમતી**—બસબસ રાંડ ઝાઝુ નહી બોલ, આધીરે તારૂં આવી બન્યુંરે
તેંતો હાથે કરી ખોયો તારો તોલ,—આ૦

**સુમતી—** ૬૮

માહુંલમાડોતો મારાસમછેસલુણીરે, નથીઆનફટમાં એબદામની ખુણીરે
વચમાંબોલાવ્યાવીનાબોલીવઢકારીરે, નીચમાંતુંનીચવેસ્યા નિર્લજનઠારીરે;

**મૈયારી—** ૬૯

મહી બહુ વેચાય, અહી નહીં અવાય, અપમાન થાય;
મહેરો સદાય, કયાંથી અપાય; નીચ આધીન નગીના.

**સુમતી—**આમ ચતુર નાર, કરી પુર્ણ પ્યાર, ડર નવ લગાર;
નિત આવ્ય દ્વાર, લે મૂકતાહાર, વળી આપીશ દાગીના,

**સુમતી—** ૭૦

આજ રંગમાં રશિલીપ્યારી રાતરહો, વીસમહોરકાલને પ્રભાતલહોઆ૦
કટુક વચન કુલટા નહીં બોલે. આટલું સલુણી સુજાત સહો, આ૦

**મૈયારી—** ૭૧

નગીનારે નેહ નજર કરી આજ;
અહનિશ હું આધીન અલબેલા, પણ નડવાની પીડાજ.

**સુ—**રે ગણીકાને હું નહી ગાંઠુ, મનથી કરે છો મીજાજ;
રસિલારે, રાત રહો અહીં આજ;
લે આ વચન તન મન ધન તારૂં, નથી એ કરકશાનુ કાજ-ર૦

**મૈ—**હું પણ કોલ કરાર કરૂ પતિ, આવીશ નીત અહીંઆજ-ન૦
હુરે બને ભરવાડણ સરજી, પુરવ પુન્ય ફળ્યાંજ-ન૦

---

## અંક ત્રીજો.

**કામ—** ૭૨

કરમ તણી કથનીરે કયાં જઇને કરૂ, દીલડામાં સળગે દાવાનળ દુઃખજો;
ભરવાડણ વેરણના ભંભેર્યા થકી, શેઠ જુએ નહી સ્નેહ મમ સન્મુખજો.ક૦
મોજમઝા માણે છે મારા દેખતાં, લાજ ન આવે નિર્લજને લવલેશજો;
અહનિશ એએ જણરે છે આણંદમાં,કલેશ વિશેષ મને ઉપજે હમેશજો. ક૦
છેદે છે મહીયારી મારા છાંયડો,કર્યો કંથ વશ કરૂ હવે હું કેમજો,

બહુ બોલુતો સાડાબાર વરસતણો, તુટી જાય તરત પ્રિતમથી પ્રેમજો; ક–

મૈયારી— ૭૩

અમૃત સરખુ સુખકારીરે, લ્યો મન મોહન મહી લાવી;

કા—આ હૈયા શઘડી આવીરે, કામણુ દુમણુ કાંક કરે.

બદફેલી કરતાં ફાવારે—કામણુ૦

કપટ— ૭૪

હજુએ નવ આવતી અટકી,

કા—કેમ કરૂ જશે કાળજું ફટકી, નથી હઠતી પટકી મટકી—હજુ૦

કપ—હૃદય નયણુ રજકણુ સમ ખટકી..........................

કા—.................................છેલ જશે છટકી ત્રટકી.

મૈયારી— ૭૫

અમૃત સરખું સુખકારીરે, લ્યો મન મોહન મહી લાવી;

બળે મનમાં વેરણુ મારીરે—લ્યો૦

સુ—તુજ દધી છે ગુણકારીરે, આવો મૈયારી મારી;

જગવડ રહેશે જખ મારીરે—આવો૦

મૈ—મૈયારી મંત્ર ઉચારીરે, મારૂ આકર્ષણ કરવું;

બડબડતી આ બીચારીરે, એક દીન આદરશે મરવું.

કુ—ઉભી શુ હૈયા ફુટીરે, લીધી તુજ લખગી લુટી;

કા—ખાટી ગઇ મારી ખુંટીરે, શુ કરવું માથુ ફૂટી—

ફટકણ ફાટી તું ઝઝીરે, લોક થકી પણ નવ લાજી;

બધી હાથ કરી તેં બાજીરે, કર મ્હેતાજીને રાજી—

મૈ—મીઠડા લ્યોને મહી મીઠુરે, કાળજડુ ઠંડુ થાશે;

આતો નથી અવર અજીઠુરે— કાળ૦

સુમતી— ૭૬

મલપતિ તલપતિ રતિમલિરે રતિ આકૃતી રતી નથી તું વિસરતી રતિ-
તેં નવોઢા આરપાર હૃદયમાં હતારી,સજળ ચપળચક્ષુ બરછી ચમકતીરે;ર.
મૈથા—મીઠાં મીઠાં વચન આમ મરમમાં ઉચારી;
ધાર્યુંછે શું? કયાં સુધી ધરૂં ધૃતીરે, કાંક મોહની કરી મને રતિપતિ,
સુ-સુખદાયક મમ લાયક લલના, જન્મીશું આહેર જાતીમાં જતીરે;
મૈ—અવળાં કામ કરે વીધી કહેવુ શું વધારે;
શું સલુણા આપ યોગ્ય આ હતીરે, રાખ્ય રાખીને રજ્ઞા તમે રતિપતિ
સુમ—મધુરી તું રાધીકા સમાન મેણા મારમાં;
મૈ—કૃસ્ન જેવી આપ નત્ર કરો કૃતિરે, રમે આંખમાં સાપોલીયા રતિપતિ,
કપ—છટકતી છીનાળ છાલ કેમ છોડતી નથી;
કા—જાનેઅલી જાનેકરૂણું જતીરે, કેમ આવતાં હજુ નથી તું અટકતી,
સુ— રૂમકઝુમક કરતીનીત્ય આવશેરસીલી, મીઠકુમહીનેચુ મુખ ઉચરતીરે,
મૈ—પ્રેમ પોથી પઢી પ્રવિણ પ્રાણજીવન પાસે,
સુ—ગણિકા ગમારમાં નથી ગતીરે—

મૈથારી— ૭૭

હશીનશીકરણ કરી બાનઝુલાવી લાલા,હર્યોમમપ્રાણ નયનબાણ લગાવીલાલા
થયો પરીપુર્ણઅરસપરસઝીહાંપ્રેમપ્રિતમ,લ્યોનેકોણમાત્રમહીમેલાજલુટાવીલાલા.

કામસેના—

મહી નથી લેવુંરે, જા ઠગાઈ તારી, મીઠુ મીઠુ બોલી ખાધ મધ ફોલી,
કપટ આ કુવુંરે, જા ઠગાઇ તારી;
કપ—નીજવર ખોયું જગમાં ન જોયું; તુજ પીયુ જેવુંરે— જા.

સુમતી— ૭૮

આ જમવા અભિલાખ, સરસ મહિ. આ જમવા અભીલાખ;
માંખણથી પણ આધક મીષ્ટ છે, ધિક આ આગળ દ્રાખ. સ.

આની તુલ્યે કદી ન આવે, સાકર આંબા સાખ—સ૦
આ અમૃત સમ ગોરસ આગળ, દાય નહી દુધપાક—સ૦
તું ધરવા અમનીમાં અમથી, ખુબ બળી થા ખાખ—સ૦

કામસેના— ૭૯

મુજને બીખ માગતી તેંજ કરી, તેંજ કરી ધન માલગતા હરી
દીલડામાં નવ લેશ ડરી— મૂજને૦
ના કેહેતાં નિત નિત ઘર આવે, જા તુજને નથી શરમ જરી, મૂ-
કામ નથી ઘરમાં તમ કેરૂ, આ હું સત્ય વચન ઉચરી, મૂ-
નકટાં થઇ કદી પગ નવ દેશો, મમ ઘરમાં ૯ટકેલ ફરી, મૂ-
આજ થકી કરો અદીઠ તમારૂં, હું ખોટી આ રાંડ ખરી, મૂ-

મૈયારી— ૮૦

પ્રાણજીવન પુઠે પુંઠે પધારો, અહીં છે એકાન્ત આવાસ અમારો;
કામક્રીડા પતિ અહનીશ કરશું, સાહેબ વનિતાની વિનતી સ્વીકારો,
સુ-તું જોબન મદમાતી મૈયારી, મેં નિરખી તુજ નિપૂણતા ન્યારી;
છાની રાખુ તને છેલ છબીલી, જાણીએ છે બધી જારી ત્રજારી;
મૈ-લાયરી લાલ જવા દો તમારી, હું અબિકા થકી નથીરે નઠારી.
સુ-જાણુ કરીને જગમાં શું કારણ, હું મધુંકર તું તો માલતી મારી,

મૈયારી— ૮૧

આપ કૃપા કરી અમને ઉગારો, બળતી અનંગ અનળ થકી ઠારો
નિરભય રહો મમનાથ નગીના, ઘરમાં નથી ને નથી આવનારો, આ
રતિ અંતર રસિયા રખે રાખો, વિવિધ પ્રકારથી લાલ વહારો—
ભોગવો સ્વર્ગ તણાં સુખ સ્વામી, હુકમ કદી નહી તોડું તમારો;
પ્રસન્ન કરૂં પ્રભૂ પાય પલોટી, મહી માંખણ થકી શરીર સુધારો, આ.

મૈયારી— ૮૨

માથાના મૂગટ મારા પરણ્યા કે કુંવારારે,

શાને માટે આપે સગાં વ્હાલાંને વિસાર્યાંરે,
ક્યાં છે માતપિતાજી તમારાં, ક્યાં છે સજ્જન કુટુંબરે.
ક્યાંછે ક્યાંછે ક્યાંછેરે, સબંધ તમારો સાચું બોલો સમ મારારે. મૂ

**સુમતી**—પવિત્ર પૂન્યાત્મા છે માવીત્ર અમારાંરે,
વેસ્યાની સોબતે તજ્યાં વગર વિચારેરે;
આ નગરીમાં એહ વસે છે, વનિતા પિયર વસેલરે;
વનિતા વનિતા વનિતારે, અનુપ આકૃતિ એની તારે અનુસારેરે;

**લીલાવતી**— ૮૩

મારી સૈયર શીયળ સોભાગી, દેખી અવગુણ શો તમે ત્યાગી,
આપને ઘટે ન કરવું આવું. કહોતો એહને અહીંયાં બોલાવું;

**સુ**—સુતો સર્પ જગાડીએ શાથી, અતિ અડચણ થાય એમાંથી;
તું છે સૌ સુખદાયક પ્યારી, એનું કામ નથી અહીં નારી,
નિત્ય ભાવતાં ભોજન કરશું, રસ રંગમાં આપણ રમશું;
મળ્યું છે મન આપણા બેનું, અહીં શું છે પ્રયોજન એનું;

**મૈ**—આવું કરીએ નહિ મન કાચુ, સાંભળોને કહું સાચે સાચૂં.
પ્રિય પરણ્યા તમે મારી સાથ, એતો યાદ લાવો પ્રાણનાથ;

**મૈ**—ચડી ચોરીએ હાથ દબાવ્યો, નખ દેઇને નેહ જણાવ્યો,
તમ સાથ હીંચોળામાં હીંચી, ખસીયાણી પાડી ચીર ખીંચી,
લાગે આટલું તમને અધુરૂં, હજી બીજી નીશાનીઓ પૂરૂ,
મને અરધીએ એકલી મૂકી, ગયા ચતુર પતિ બધુ ચુકી,

**શુ**—થઈ વિસ્મય સાંભળી વ્હાલી, મળ્યા દંપતી કોડ દીવાળી,
પ્યારી તારો છે પૂરણ પ્રેમ, આવી પ્હેલું કહ્યું નહી કેમ;
કર્યો કેમ મૈયારીનો વેશ, નવ જાણ્યું કપટ લવલેશ.

**મૈ**—મ્હેતો જાણ્યુ રસિક રીસાળ, પાસે વેશ્યા વિષય વિષ જવાળ;

એથી મૈયારો સ્વાંગ ધરીને, તમને વશ કર્યા કપટ કરીને;
સુ-સત્યવાત સકળ પ્રીયા તારી, મારી અકલ ગઇ હતી મારી;
મારી રસમ સરવ તેં સુધારી, ધન્ય ધન્ય પતિવૃતા નારી;
મારા કુળનું કલંક તેં કાપ્યુ, તને અધીક શાબાશી શી આપૂં.

લીલાવતી— ૮૪

મનહર મળતાં, મેં મન ગમતું સરવે સુખડું માણ્યું;
જગમાં જોતાં, સ્વામી સમાગમ સમ સુખ અવર ન જાણ્યું (ટક)
જીન વચન શુધારસ ચિત્ત ધરશું, સાતે ક્ષેત્રે ધન વાવરશું;
પ્રતિદિન પ્રભુની પૂજા કરશું. મનહર—
પિયુ માત પિતા પાયે લાગો, માફી અપરાધ તણી માગો;
સંસાર તણો ચલવો સાગો. મનહર—

કામસેના— ૮૫

અરે એ યાર, થઇ ખુવાર, તેં તીરસ્કાર કર્યો;
આંસુ આવાર, ચાલે ચોધાર, ન દીલદાર ઠર્યો;
જઇ આગાર, દાડાચાર, અરે નિજ નાર વર્યો;
આવીતી તે દ્વાર, હતી હુંશીયાર, હૈયાનો હાર હર્યો.

કપટકળા—તજી દરકાર, કરી વ્યભીચાર, પાછો ભંડાર ભરો;
તને હજાર, મળશે યાર, એ વેપાર ખરો,
સુખી કરનાર, મારો વિચાર, નહિ લગાર ડરો,
બેસી બજાર, હવે કુળાચાર, અંગીકાર કરો.

કામસેના— ૮૬

પ્રીતી પાતરની કરનાર; સરવે મૂરખના સરદાર,
નીતિ નીપૂણ ગણે નાદાર, પીડા પામે અપરંપાર;

જેની સાથે જગ્ન તણ બાળી, માતપિતા પરણાવે,
તેને ત્યાગી નીરભાગી નર, આપણી પાસે આવે. પ્રી.
પતિ સુખ પકવાન સરીખુ, તૃપ્ત થયા નહી તેથી,
ગણિકા ગમન વમન સમ ગણવું; અરે થશે શું એથી. પ્રી.
શું એનાથી કારજ સરશે, એ શું સારૂં કરશે;
શ્વાન સમાન સદા અથડાઇ, મોત વગર તે મરશે, પ્રી.

સેજલદે— ૮૭

શીયળ સાચવ્યું તેં પ્રિયા સતની, વધો વેલ તારા થકી કુળની,
વધુ શું વદું ગુણ તારા વધુ, તને ધન્ય છે સુખ આપ્યું બધુ;
અચળ તારૂં રહેજો સહાસણપણું, સદા સુખમાં જીવજો તું ઘણું.
કળા કેળવી લાવી તું કંથને, થજો પૂન્યશાળી સુપૂત્રો તને.

સુગુણમંજરી— ૮૮

સુખી થજો દેશી સજ્જન સમાજ; ધર્મ પતિ તું ધર્મ કવચ ધરી,
અપરાજીત થઈ આજ— સુ.
દંપતી આ દ્રષ્ટાંત વિલોકી સુધરોને સુખ કાજ. સુ.

સઘળા— ૮૯

નાટક નવિન રસાળ રસિક રચ્યું, નાટક નવિન રસાળ,
વહી ગયેલા નીજ વાલમને, પકડી પ્રેમની જાળ;
વેસ્યા ઘરથી નીજ ઘર લાવી, વનિતા બુદ્ધિ વિશાળ—રસિ૰
લીલીવતી સમ શીયળવતી સતી, માનુની ગુણ મણી માળ;
પ્રેમ વિનયથી વર વશ કરજો, પ્રણમી જગ પ્રતિપાળ-રસિ૰
અણહીલપુર પાટણનો વતની, રાજનગર રહુ હાલ;
જૈનશાળામાં જૈન અધ્યાપક, શીવસુત કેશવલાલ—રસિક

# જાહેર ખબર.

સંગીત લીલાવતી નાટક તથા પવિત્ર લીલાવતી નાટકનાં ગાયનોની ચોપડીઓ નીચે લખેલ ઠેકાણેથી રોકડી કીમતે મળશે.

અમદાવાદ—કર્તાની પાસેથી ઠે. રાજામહેતાની પોળમાં લક્ષ્મીનારણની પોળમાં.

પાટણ—ઠાકોર ખેમચંદ મગનરામ પાસેથી ઠે. મદાર સાની આંબલી આગળ વાગોળના પાડામા

રાધણપુર—ઠાકોર વીરચંદ મયાચંદ પાસેથી ઠે. દેશાઇવાડામાં.

શ્રી દેશી નાટક સમાજનું મુકામ જ્યાં હોય ત્યાંથી મળશે.

**સહી અધ્યાપક કેશવલાલ શીવરામ**

**સંગીત લીલાવતી નાટક તથા પવીત્ર લીલાવતી નાટક ગદ્યપદ્યાત્મકના કર્તા.**